મનસુખલાલ ઝવેરી







# દયારામ




વોરા ઍન્ડ કંપની,
પબ્લિશર્સ પ્રા. લિમિટેડ,
મુંબઈ ૨

[illegible]
દશારા
[illegible]

૮૦૫૧




પ્રથમ આવૃત્તિ
૧૯૬૦

કિંમત: ૭૫ નયા પૈસા

પ્રકાશક:
કનુભાઈ કે. વોરા,
વોરા ઍન્ડ કંપની,
પબ્લિશર્સ પ્રાઇવેટ લિ.,
૩ રાઉન્ડ બિલ્ડિંગ,
મુંબઈ ૨.

મુદ્રક:
અનંત જે. શાહ
લિપિકા પ્રેસ,
કુર્લા રોડ,
અંધેરી.



# દયારામ



દયારામનું અવસાન તા. ૯મી ફેબ્રુઆરી ૧૮૫૨ને દિવસે થયું.

એ વખતે ૧૮૫૭ની ક્રાન્તિ હજી નહોતી થઈ અને યુનિવર્સિટીઓ સ્થપાવાને પાંચેક વર્ષની વાર હતી. પણ અંગ્રેજોની સત્તાનાં મૂળ બાઝવા લાગ્યાં હતાં. અંગ્રેજી નિશાળો શરૂ થઈ ગઈ હતી. ભારતના વિદ્યાર્થીઓને અંગ્રેજી દ્વારા શિક્ષણ આપવાનો નિર્ણય લેવાઈ ગયો હતો: "શરી મંમબાઈનાં શમાંચાર", ગુજરાતી અંગ્રેજી "ચાબુક" અને "ગનેઆન–પરસારક"નું પ્રકાશન શરૂ થઈ ગયું હતું. ગંગાધર શાસ્ત્રી ફડકેએ ગુજરાતી ભાષાનું પ્રથમ વ્યાકરણ પ્રકટ કરી દીધું હતું. અને રણછોડભાઈ ગિરધરભાઈ, ગિરધરદાસ દયાળદાસ, દુર્ગારામ મહેતાજી અને કવિ દલપતરામ વગેરેએ ગુજરાતી ગદ્યને ખેડવાનું શરૂ કરી દીધું હતું.

ગુજરાતના અર્વાચીન યુગનો અરુણ નર્મદ નવયૌવનને ઉંબરે પગ મૂકી રહ્યો હતો. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને બુદ્ધિવર્ધક સભાની સ્થાપના થઈ ચૂકી હતી અને ગુજરાતનું સામાજિક, સાંસ્કારિક અને સાહિત્યિક જીવન નવવસંતના સચેતન અને માદક સ્પર્શથી થનગની ઊઠ્યું હતું.

પણ આ યુગપલટાની અસર જ્યારે સવિશેષ જામતી જતી હતી ત્યારે દયારામની જીવનસંધ્યા સારી પેઠે નમી ચૂકી હતી. વળી, નવયુગનો સંદેશ મુંબઈ, સૂરત અને અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં જેટલો બુલંદ સૂરે ફેલાઈ શક્યો તેટલો, વ્યવહારનાં સાધનોની અછતને લીધે, ચાંદોદ કે ડભોઈ જેવાં, પ્રમાણમાં આઘાં પડી ગયેલાં સ્થળોએ ફેલાઈ ન શક્યો. અને સૌથી વિશેષ તો એ કે નાનપણથી જ દયારામે પોતાના જીવનની કાર્યદિશા નક્કી કરી લીધી હોવાથી, એમાં સામાજિક કે રાજકીય ક્ષેત્રોમાં પ્રસંગોપાત્ત ઊઠવા પામતા વાયરાઓનો સંચાર થવાને અવકાશ જ નહોતો.

આમ, દયારામના આયુષ્યકાલ દરમ્યાન નવયુગનો ઉદય સારી પેઠે થઈ ચૂક્યો હોવા છતાં, દયારામ વિલીયમાન થતા યુગના અંતિમ પ્રતિનિધિ જ રહ્યા.



દયારામનો જન્મ ઉભયતટપાવની નર્મદાના તીર પર આવેલા ચાંદોદમાં વિ. સં. ૧૮૩૩ના ભાદરવા સુદ ૧૧ ઉપરાંત ૧૨ ને શનિવારે મળસ્કે થયો. એમની દશ વર્ષની વયે એમના પિતાશ્રી પ્રભુરામનું અને બાર વર્ષની વયે માતુશ્રી મહાલક્ષ્મી–રાજકોરનું અવસાન થયું. માતાપિતાના અવસાન બાદ એ પોતાની માસી દેવબાની સાથે રહેવા લાગ્યા. અને ડભોઈ અને ચાંદોદની વચ્ચે આવજા કરવા લાગ્યા.

દયારામ તેરેક વર્ષના હતા ત્યારે એમને ડાકોરવાળા ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ થયો. આ સમાગમની અસર દયારામના બાલકચિત્ત પર બહુ ઊંડી થઈ. ભગવદ્‌ભક્તિમાં જીવન વ્યતીત કરવાનું સ્વપ્ન દયારામના હૃદયમાં આ સમાગમને લીધે રોપાયું. અને દયારામના જીવનને પોતાનું ધ્રુવપદ મળ્યું.

દયારામ ચૌદેક વર્ષના થવા આવ્યા ત્યાં મામા–માસીએ એમના લગ્ન માટે તજવીજ કરવા માંડી. દયારામને આની ખબર પડી. એ

નાસી છૂટયા ને પૂરાં બાર વર્ષ લગી ભારતભરમાં ઘૂમ્યા. પર્યટનમાંથી પાછા આવ્યા બાદ એ ડભોઈ અને ચાંદોદમાં રહેવા લાગ્યા. એકત્રીસ વર્ષની વયે એ બીજી વાર ભારતના પર્યટને ઊપડયા; ને સાત વર્ષે પાછા ચાંદોદ આવ્યા. ત્રેપન વર્ષની વયે એ ફરી પાછા ભારતપર્યટને ગયા. ૭ વર્ષે પાછા આવીને એ ડભોઈમાં વસ્યા. છોતેર વર્ષની વયે ત્યાં એમનું અવસાન થયું.

દયારામની દેહાકૃતિ. બહુ સુંદર હતી: બેઠી દડી, ઊજળો વાન, વિશાળ કપાળ, તેજસ્વી નેત્રો અને પોપટની ચાંચ જેવું નાક. અને વસ્ત્રો પણ એ સ્વચ્છ અને સુંદર પહેરતા: સફેદ દૂધ જેવું, હીરકોરનું ઝીણું અમદાવાદી ધોતિયું, તસતસતું અંગરખું કે પાસાબંડી; સફાઈદાર ખેસ ને લાલ, ગુલાબી કે કીરમજી રંગની વ્રજવાસી પાઘ: આ એમનો નિત્યનો પોશાક હતો. એમ કહેવાય છે કે એક વાર એ આવાં વસ્ત્રોથી સજ્જ થઈને જતા હતા ત્યારે કોઈકે એમને મશ્કરીમાં પૂછયું, "આમ ક્યાં હોંશભર્યા હીંડ્યા, દયારામભાઈ?"

"એમને મળવા" દયારામે મિતાક્ષર જવાબ આપ્યો. વ્રજની ગોપી તો પોતાના રસિયા પ્રાણવલ્લભને મળવા બનીઠનીને જ જાયને?

દયારામનો કંઠ બહુ જ મધુર હતો. તંબૂર, તબલાં, સારંગી, બીન, સૂરમંડળ, સતાર, જલતરંગ, ચંગ, મૃદંગ, કરતાલ વગેરે પર એમનો અસાધારણ કાબૂ હતો. એમનાં માતુશ્રી ધોળ-પદ ઉત્તમ રીતે ગાતાં હતાં. એ સંસ્કાર બાલપણથી જ દયારામમાં ઊતર્યા હતા. તેર વર્ષના દયારામે ઇચ્છારામ ભટ્ટજીના પ્રથમ સમાગમ વખતે ધોળ-પદ ગાઈને જ એમની પ્રીતિ પ્રાપ્ત કરેલી.

દયારામની ટેક, નિઃસ્પૃહતા, રસિકતા, ખુમારી વગેરે માટે અનેક વાતો પ્રચલિત છે. એમાંની કેટલીક વાતો કાલ્પનિક હોવાનો પણ સંભવ છે. એ વાતોમાંથી કેટલી શ્રદ્ધેય છે, કેટલી નહિ, તેની ચર્ચા અહીં થઈ શકે નહિ. પણ જે કેટલીક વાતો નિર્વિવાદ રીતે શ્રદ્ધેય

માની શકાય તેમ છે તેના પરથી પણ એટલું તો કહી શકાય કે દયારામ નિઃસ્પૃહ, અત્યંત સ્વમાનશીલ, અને ઉદારચિત્ત હતા.

દયારામે નાનપણથી જ પોતાના જીવનનું લક્ષ્ય નક્કી કરી લીધેલું: ભગવદ્ભક્તિ. લગ્ન એમણે કરેલું જ નહિ. ચૌદેક વર્ષની ઉંમરે એમણે વ્રજમાં ગો. શ્રીવલ્લભલાલજી મહારાજ પાસેથી શ્રીનાથજીની સન્મુખ "બ્રહ્મ સંબંધ" લઈ, સર્વાત્મનિવેદન કરેલું. પચીસમા વર્ષે એમણે 'મનમરજાદ' લીધેલી. અઠ્ઠાવીસમા વર્ષે એમણે પાકી મરજાદ લઈ લીધેલી. ત્રણ વાર એમણે મહાયાત્રા કરેલી અને શ્રીનાથજીની યાત્રા તો એમણે અનેક વાર કરેલી. એમને ત્યાં હમેશાં રાત્રે ભગવદ્-મંડલી ભરાતી: અને દયારામના શિષ્ય રણછોડ જોશીના કુટુંબીજન શ્રી જીવનલાલ છગનલાલ જોશી લખે છે તે પ્રમાણે, એ ભગવદ્મંડલીમાં "ભગવદ્વાર્તા થતી. વાર્તામાં દરેક ગ્રંથનું વાચન થતું. સિદ્ધાન્તાત્મક ભાવાત્મક અને વાર્તાસાહિત્ય રોજ વંચાતાં. એને એવી સાદી અને સરળ ભાષામાં, ઘરગથ્થુ દાખલામાં સમજાવવામાં આવતાં કે તરત જ ઠસી જતાં. વાચન પછી ચર્ચા થતી. ચર્ચામાં રસિકો ભાગ લેતા, વાચનના અર્વણરૂપે થતી ચર્ચા પછી ભગવન્નામધ્વનિઓ ગવાતી. દર એકાદશીએ અખંડ જાગરણ થતું. સાંપ્રદાયિક ઉત્સવોની ઊજવણીમાં ઓર આનંદ આવતો. તેમાં શ્રીવલ્લભાધીશના મહોત્સવ વખતે તો અવધિ જ આવતી."*

દયારામના ભક્તો અને પ્રશંસકોનો વર્ગ ઘણો મોટો હતો. હજારો લોકો તેમનાં પદો અને કીર્તનો રસ અને આદરપૂર્વક સાંભળતાં ને ગાતાં. પાંસઠેક વર્ષની ઉમરે એમને ગંભીર મંદવાડ આવ્યો; એમણે પોતાનું વિલ કર્યું. વળતાં પાણી થયાં: પણ શરીરનો ભરોસો રહ્યો ન હોવાથી એમણે પોતાની "જીવિતક્રિયા" કરવાનું વિચાર્યું. શિષ્યો અને પ્રશંસકોને પત્રો લખ્યા. અત્યારના જમાનામાં પણ સારી કહી શકાય એવડી મોટી રકમ (એ જમાનાના પાંચેક હજાર રૂપિયા)

---

* "વૈશ્વાનર"–દયારામ સ્મારકાંક–ઓકટો–નવે. ૧૯૫૭

એકત્ર થઈ. અને ચાંદોદમાં "જીવિતક્રિયા" કરવામાં આવી. છોતેરમે વર્ષે દયારામનું અવસાન ડભોઈમાં થયું ત્યારે પણ એમના પ્રશંસકો અને ભક્તોએ ભવ્ય શ્મશાનયાત્રા કાઢીને એમના સ્થૂલ દેહને, એમનાં જ કાવ્યોનું ગાન કરતાં કરતાં, ચાંદોદ લઈ જઈ ત્યાંના મહાશ્મશાનમાં, નર્મદાતીરે, એમનો અંત્યેષ્ટિ સંસ્કાર કરેલો. દયારામના પ્રશંસકો અને ભક્તોની સંખ્યા હજારોની હતી, એમાં સ્ત્રીઓ પણ હતી અને પુરુષો પણ હતા, અને એ સૌનો દયારામ પ્રત્યેનો આદર છેવટ સુધી જળવાઈ રહ્યો હતો એ હકીકતને જો ખ્યાલમાં રાખીએ તો દયારામના ચારિત્ર્ય વિશે જે કેટલીક વાતો પ્રચલિત છે તે કેટલે અંશે સાચી હોઈ શકે તે નક્કી કરવું કઠણ નથી.



જેમ જીવનમાં તેમ કવનમાં પણ દયારામે ગોપીજનવલ્લભ સિવાય બીજા કોઈને ભજ્યો નથી. દયારામનું સાહિત્યસર્જન ઘણું વિપુલ છે. તેમણે તેરમા વર્ષથી કાવ્યલેખન શરૂ કર્યું તે છેક આયુષ્યના અંત સુધી ચાલુ રહ્યું છે. એણે ગદ્ય અને પદ્ય, બન્ને લખ્યાં છે. પદ્ય પૂરતી વાત કરીએ તો પદ્યમાં એમણે મરાઠી, હિન્દી અને ગુજરાતી, ત્રણે ભાષાઓમાં કાવ્યો લખ્યાં છે. તેમાં એમણે અનેક પ્રકારના રાગ અને તાલની યોજના કરી છે. આ ઉપરાંત એમણે ભારતભરનું ત્રણ વાર પર્યટન કર્યું હોવાથી, ભારતની અનેક ભાષાઓનો તેમને પરિચય હતો. એ પરિચયનું નિદર્શન તેમણે કચ્છી, પંજાબી, ફારસી, તેલુગુ વગેરે બાર ભાષાઓની મેળવણી કરીને એક કવિત રચ્યું છે તેમાંથી આપણને મળે છે.

દયારામે નાનામોટા મળીને ગુજરાતી ભાષામાં પચાસેક અને વ્રજ-ભાષામાં ચાલીસેક જેટલા ગ્રન્થોની રચના કરી છે. એમનું કેટલુંક સાહિત્ય હજી અપ્રકટ રહ્યું છે. આ ગ્રન્થોમાં પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોનું વિવરણ કરતા ગ્રન્થો પણ છે; ને તત્ત્વચિંતનાત્મક રચનાઓ પણ છે; લૌકિક વ્યવહારનીતિનો ઉપદેશ આપતા ગ્રન્થો પણ છે; અને પદો, ગરબીઓ, આખ્યાનો, મહિનાઓ અને ચરિત્રકાવ્યો પણ છે.

આ બધાં કાવ્યોમાં સુરેખ રીતે પ્રકટ થતો કવિ અનન્યનિષ્ઠ વૈષ્ણવજન છે. એની દૃષ્ટિએ જીવાત્મા અને પરમાત્મા એક નથી, જુદા જુદા છે. એ જુદા જુદા રહે તો જ જીવાત્માને બ્રહ્માનંદ મળી શકે.

જીવ બ્રહ્મ થાયે નહીં, થાય તો બ્રહ્માનંદ કોને ?
જળને શો જળપાનનો સ્વાદ ?
જન જુદો રહી પામે આહ્‌લાદ.

એ આહ્‌લાદ, એ પરમ આનંદ પ્રાપ્ત કરવો એ જ માનવપુરુષાર્થનું લક્ષ્ય હોવું જોઈએ. એ આનંદ મળે, જ્યારે અખિલ વિશ્વનો અન્તર્યામી પરમાત્મા નિર્ગુણ મટીને સગુણ બને, નિરાકાર મટીને સાકાર થાય, અવ્યક્ત મટીને "પ્રગટ" થાય, કેવલબ્રહ્મ મટીને બંસીધર, ગોપીજન-વલ્લભ શ્રીકૃષ્ણચંદ્રરૂપે દર્શન દે ત્યારે. એ બની શકે પરમાત્માની પોતાની કૃપા પામી શકાય તો અને પરમાત્માની કૃપા પામી શકાય માત્ર એક જ રીતે: દીનતામય પ્રપત્તિથી. એ આવે માત્ર સત્સંગથી—કલિયુગમાં સત્સંગ એટલે શ્રીકૃષ્ણનું નામ જ.

કૃષ્ણનામ જ સત્સંગ કલિને વિષે રે લોલ.

પરમાત્મપ્રાપ્તિનો આ આનંદ એવો તો લોકોત્તર છે કે ભગવદ્-ભક્તોને મુક્તિ મળતી હોય તોપણ એ જોઈતી નથી હોતી.

દયારામની બધી જ કૃતિઓમાં શુદ્ધ કવિતાતત્ત્વની દૃષ્ટિએ સૌથી વિશેષ આસ્વાદ્ય તેની ગરબીઓ છે. ગરબીઓમાં સ્મરણ, કીર્તન, પાદસેવન, દાસ્ય વગેરે નવધાભક્તિના ઘણાખરા પ્રકારોનું આલેખન થયેલું છે. પણ કવિની પ્રતિભાનો સર્વાંગસુભગ ઉન્મેષ એનાં પ્રેમ-લક્ષણા ભક્તિનાં પદોમાં જોવા મળે છે.

એ પદોમાં કવિહૃદય ક્યારેક વિરહવિધુર ગોપી બનીને આક્રોશ કરી રહે છે, ક્યારેક બન્ધુજનપ્રીતિથી ઊભરાઈ જતા ભાવે દૂતકર્મ કરે છે. તો ક્યારેક વળી નન્દકિશોર બનીને અભિજાત દાક્ષિણ્યનું અને

લીલામય ચાતુર્યનું દર્શન પણ કરાવે છે. એ પદોમાંની વ્રજની ગોપી ક્યારેક વિરહોત્કંઠિતા બનીને પોતાના પ્રાણવલ્લભ માટે ઝૂરતી હોય છે; ક્યારેક વાસકસજ્જા બનીને એ પોતાના પ્રિયતમની પ્રતીક્ષા કરી રહી હોય છે; ક્યારેક સ્વાધીનભર્તૃકાની મદભરી સંતૃપ્તિ તેનાં નયનોમાં રમતી હોય છે; તો ક્યારેક વળી ખંડિતા બનીને એ વિષમ વાગ્બાણો છોડીને નાયકની ધૃષ્ટતાને વીંધતી હોય છે. ક્યારેક એ બાણ ઉપાલંભનાં હોય છે; તો ક્યારેક શારી નાખે એવા કટાક્ષનાં હોય છે:

તારું ચંપે ચિત્ત ચોટ્યું નહિ, પેલા એરંડસામાં મન ઠર્યું.

એ ઉપાલંભ જુઓ કે

પરદુઃખે જાગ્યા છો પિયુજી! પરઉપકારી!
શો હું પાડ માનું જે સંતોખી શોક્ય મારી?

એ કટાક્ષ વચન જુઓ. ઘવાયેલું અહં કેવું વિવિધ પેરે હીબકાં ભરી રહ્યું છે? કઠોર દેખાતા પડની તળે કેવી અતલાન્તિક કરુણા છવાઈ છે? કુબ્જાની સાથે કૃષ્ણે લગ્ન કર્યાં છે એવી ઊડતી વાત સાંભળ્યા પછી, એ હસતાં હસતાં કહે છે તો ખરી કે આવું તે હોય! અમને કંકોતરી સરખીયે ન લખી?

એ શું? વ્હાલે રે અમને ન લખી કંકોતરી!
રે ભલું એક ગામ વસ્યાનો વહેવાર!

પણ એમણે વહેવારની રીત ન જાણી તો કંઈ નહિ. અમારાથી વહેવાર કર્યા વિના ને ચાંદલો મોકલ્યા વિના કંઈ રહેવાશે? ને ચાંદલો પણ આવા નિકટના સ્વજનનાં લગ્ન થતાં હોય ત્યારે ઓછો તો એટલો જ મોકલાશે!

હવા પ્રભુને કરવો ઘટે અમારે ચાંદલો,
તે મોકલવાને પ્રાણ કર્યા છે તૈયાર!

હાસ્યનો ઢોળ ચડાવ્યો છે ખરો. પણ તેની તળેની "શ્રીકૃષ્ણ અમારા મટી ગયા: કુબ્જાના બન્યા! હવે અમારે જીવવામાં શો સ્વાદ?"—એ હતાશા અહીં કેવી માર્મિક રીતે પ્રકટ થઈ જાય છે? "વ્રજ પધારે રે

એકવાર!" એ કાવ્યમાં પણ એ જ કટાક્ષ ને એ જ અન્તર્ગૂઢઘન વ્યથા, સહેજ જુદી રીતે, પણ કેવી પ્રકટ થઈ જાય છે?

મધુકર! દયાપ્રીતમને કહેજો,
એ સુખ સુણી હરખ ન માય;
પણ અમો અલ્પભાગ્ય આહીરણી,
ઘણું સુખ જોવા નહિ અવાય.

પોતાની ગરબીઓમાં દયારામનો ગોપીભાવ, આમ, અનેકવિધ સ્વરૂપે અભિવ્યક્ત થતો હોય છે. તલસાટ, ઈર્ષ્યા, રીસ, માન, આર્જવ, આજીજી, છણકા, મહેણાં, અધીરાઈ, વામતા, લાડ, કલહ–સાચો અને ખોટો, ઉત્સાહ, ઉલ્લાસ, આનંદ, ધન્યતા, પ્રસન્નતા: એક જ પ્રેમના નિમિત્તભેદે ભિન્ન ભિન્ન ભાસતા કેટકેટલા વિવર્તોને કવિએ તાગ્યા છે? ને આલેખ્યા છે? પ્રેમનું કારુણ્ય અને કાવ્ય — વેદના અને વરદાન— બન્ને, દયારામની કૃતિઓમાં હૃદયંગમ રીતે આલેખાયેલાં જોવા મળે છે.

ચાતુરી અને માધુરી દયારામની કવિતાની લાક્ષણિકતા છે. લોચન અને મનનો ઝઘડો, પોતાને 'શશીવદની' કહીને બોલાવી તેને લીધે રાધાને ચડેલી દાઝ ને એણે લીધેલું લાડભરેલું રૂસણું, 'ફરી મળતાં રંગ અદલાબદલી, મુજ મોરો, તુજ તોરો!' કહીને કૃષ્ણે સૂચવેલા વ્યાવહારિક ઉપાયના ગર્ભમાં રહેલી દાક્ષિણ્યપૂર્ણ સ્પર્શયાચના, 'શ્યામ રંગ સમીપે ન' જવાનો 'મુખે નીમ લીધો, (પણ) મન કહે જે પલક ના નિભાવું'માંની પ્રીતિની પ્રગાઢતા અને તજ્જન્ય અસહાયતા, વેરણ વાંસળીને વ્રજનારે આપેલો ઉપાલંભ ને વાંસળીએ આપેલો એનો પ્રત્યુત્તર, ગોપીઓની ફરિયાદ અને તેમને 'જુઓ આ મારો બાળક, યુવતી! સર્વ તમે જૂઠી!' એમ કહીને વાત્સલ્યમૂર્તિ જસોદામૈયાએ આપેલો જવાબ: આ બધાંમાં પ્રકટ થતી ચાતુરી સંસ્કૃત સુભાષિતો અને સૂરદાસ વગેરે વ્રજ ભાષાના અને નરસિંહ મીરાં જેવાં આપણાં ભક્તકવિઓની પરંપરાને અનુરૂપ છે અને તેમાં તેમ જ અન્યત્ર ઊભરાઈ જતી માધુરી દયારામની પોતાની છે.

દયારામની બાની પણ અત્યંત પ્રસાદમધુર છે. અનાયાસ લીલાએ વહી આવતી એની પદાવલિમાં તત્સમ અને તદ્ભવ શબ્દો સહજસુંદર રીતે ગૂંથાતા જાય છે. રૂઢ પ્રયોગોનો ઉપયોગ એમાં અવારનવાર થતો જાય છે. અને તેને પરિણામે તેમાં જીવંતતા, તાઝગી અને સચોટતાનાં તત્ત્વો પ્રવેશ પામે છે. પ્રાસાનુપ્રાસ, વર્ણસગાઈ અને પ્રસંગોપાત્ત ઝડઝમકને લીધે એનો પદ્યબંધ સુશ્લિષ્ટ અને શ્રવણમનોહર બને છે. બોલાતી ગુજરાતી ભાષાની અભિવ્યંજકતા અને રમણીયતા મધ્યકાલના કવિઓમાં, કદાચ, દયારામમાં સૌથી સુભગ રીતે પ્રકટ થાય છે.

દયારામનું સ્થાન ગુજરાતી ભાષાના સર્વકાલીન કવિઓમાં છે.

મનસુખલાલ ઝવેરી

## હું શું જાણું જે—

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું ?
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું. હું શું જાણું૦

હું જાઉં જળ ભરવા ત્યાં પૂંઠે પૂંઠે આવે,
વગર બોલાવ્યે વ્હાલો બેડલું ચઢાવે. હું શું જાણું૦

વઢું ને તરછોડું તોયે રીસ ન લાવે,
કાંઈ મિષે મારે ઘેર આવી બોલાવે. હું શું જાણું૦

દૂરથકી દેખી વ્હાલો દોડી આવે દોટે,
પોતાની માળા લઈ પેહેરાવે મારી કોટે. હું શું જાણું૦

મુને એકલડી દેખી મારે પાવલે લાગે,
રંક થઈ કાંઈ કાંઈ મારી પાસે માગે. હું શું જાણું૦

મુને જાતી જાણે ત્યાં ત્યાં આગે આવી ઢૂકે,
* બેની, દયાનો પ્રીતમ મારો કેડો ન મૂકે. હું શું જાણું૦

---

* મૂળ પ્રતનો પાઠ :

બેની દયાનો પ્રીતમ મારી કેડ ન મૂકે.

## નેહ લાગ્યો

મારો નેહ લાગ્યો રે સખી! શામળિયા સાથે!
મારો નેહ લાગ્યો રે એ પાતળિયા સાથે!

સાંભરી આવે મુને પ્રીત પુરવની,
એ અનુભવ આજ જાગ્યો રે! શામળિયા સાથે૦

મનનો માગ્યો, અંતરનો ઇચ્છિયો,
વર મળ્યો છે સુખમાગ્યો રે! શામળિયા સાથે૦

દયાના પ્રીતમની સંગે નિશદિન રમતાં
આ ભવનો તે ભય આજ ભાગ્યો રે!
શામળિયા સાથે૦

## આંખનું કામણ

કામણ દીસે છે અલબેલા, તારી આંખમાં રે,
ભોળું ભાંખ મા રે, કામણ દીસે છે૦

મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું,
અદપડિયાળી આંખે ઝીણું ઝાંખ મા રે. કામણ દીસે છે૦

નખશિખ રૂપ ઘણું રઢિયાળું, લટકું સઘળું કામણગારું,
છાનાં ખંજન રાખે પંકજપાંખમાં રે, કામણ દીસે છે૦

વ્હાલભરી વશકરણી વાણી, તારુણીનું મન લે છે તાણી,
ભ્રગુટી મટકાવી ભુરકી નાંખ મા રે, કામણ દીસે છે૦

દયાપ્રીતમ નિરખ્યે જે થાયે, તે મેં મુખડે નવ કહેવાયે,
આ વિનતિ આતુરતા આવડું સાંખ મા રે, કામણ દીસે છે૦

## કામણગારો કાનુડો

કાનુડો કામણગારો રે,
સાહેલી! આ તો કાનુડો કામણગારો.

કાનુડો કામણગારો, રસભર્યો ને રૂપાળો,
આ શું આંખલડીનો ચાળો રે! સાહેલી!૦

રંગરાતો, મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો,
નેણાંશું કરે છે વાતો રે! સાહેલી!૦

ભરવા હું ગઈ'તી પાણી, પ્રેમપીડા ભરી આણી,
ઘેલી થઈ હું આવી શાણી રે! સાહેલી!૦

તેં કહ્યું તે મેં ના માન્યું, આજે માની, જાતે જાણ્યું,
આવડું મેં નો'તું જાણ્યું રે! સાહેલી!૦

બેની! તારે પાયે લાગું, વ્હાલા વિના ઘેલું લાગ્યું,
દયાનો પ્રીતમ માગું રે! સાહેલી!૦

## પ્રેમની પીડા

પ્રેમની પીડા તે કોને કહીએ?
હો મધુકર, પ્રેમની પીડા તે કોને કહીએ?

થાતાં ન જાણી પ્રીત, જાતાં પ્રાણ જાયે,
હાથનાં કર્યાં તે વાગ્યાં હૈયે, હો મધુકર૦

જેને કહીએ તે સરવે કહે મુરખ,
પસ્તાવો પામી સહી રહીએ, હો મધુકર૦

ધીકચાં ઢાકચાં રહ્યાં ત્યારનાં અંતરમાં,
ભૂખ નિંદ્રા નવ લહીએ, હો મધુકર૦

દાઝયા ઉપરે લૂણ દીધું દામોદરે,
શું કરીએ ? વાહ્યાં તે વહીએ, હો મધુકર૦

સ્નેહતણો ઘાવ ઘણો મરણથકી માઠો,
રંગ કલ્પીને ક્યાં જઈએ ? હો મધુકર૦

અબળાનો અવતાર તે પર–આધીન છે,
સોકલડી સુણીને કાળજ દહીએ, હો મધુકર૦

હું ઈહાં દુઃખી, વાહાલો ત્યાં સુખ માણે,
સમે વળે કાંક ટાઢાં થઈએ, હો મધુકર૦

દયાપ્રીતમ આવ્યે પૂર્ણ સુખ થાયે, પણ
દુઃખ દીધું નંદજીને છૈયે, હો મધુકર૦

## ચશ્મતલવાર

તિહારી ચલી ચશ્મતલવાર, ઘાહેલ મોહે કર ડારી;
પરિ નેનકટારી હિય પાર, ઘાહેલ મોહે કર ડારી.

લાગે તબ જાને નહીં અહો રસિકનેનકે બાન;
અબ તો હિય બિચ ગડી ગયે વાકું ખેંચત નીકસે પ્રાન.

રૂપનગરકી બીચમેં અહો ચલી ચશ્મતલવાર;
મૂરખ હૈં સો બચ ગયે, જ્હાં ચતુર ખાયો માર.

સહજ મતિ સુધી કરે તિરછે પર જિય લૈન;
ભયે બુધ બલ કે પદાતી અહો નંદકુવર, તિહારે નૈન.

સોહ બાન સો કછુ નહીં, વે તો સુધો વ્હાય નિશાન;
નૈન બાન તિરછોં ચલે, વે તો લાગત લેવે પ્રાન.

રસિક નૈનકે બાનકી અહો અજબ અનોખી રીત;
દુશમનકું પરસે નહીં, વે તો મારે અપને મીત.

રસિક નૈનકે બાનકું લાગત લખે ન કોય;
જો મારે સો જાન હી, કે જાને લાગે સોય.

છેલ છબીલે સાંવરે, નટવર નંદકિશોર;
મૃદુ મુસકાની ચિત્તચોર લાયો મેરો ડાર્યો કલેજો કોર.

અંગઅંગ પ્રત માધુરી, નખશિખ છબી અતોલ;
દયાકે પ્રીતમ તોરી બાનહુ ઉપર એક ગઈ બિનમોલ.

## કોને કહીએ ?

કાળજ કોર્યું તે કોને કહીએ
રે ઓધવ ! છેલછબીલડે ?

વેરી હોય તો વઢતાં રે ફાવીએ,
પણ પ્રાણથી પ્યારો એને લહીએ રે ! ઓધવ !

ધીખીએ ઢાંકયાં તે કહ્યે નવ શોભીએ,
ડાહ્યાં શું વાહ્યાં નાને છૈયે રે ! ઓધવ !

કળ ન પડે, કાંઈ પેર ન સૂઝે !
રાતદિવસ ઘેલાં રહીએ રે ! ઓધવ !

કાંઈ વસ્તુમાં ક્ષણું ચિત્ત ન ચોંટે,
અલબેલો આવી બેઠો હૈયે રે ! ઓધવ !

દયાના પ્રીતમજીને એટલું કહેજો :
કયાં સુધી આવાં દુઃખ સહીએ રે ! ઓધવ !

## ઝરન લગી અખિયાં

આઈ રી બહાર, ઝરન લગી અખિયાં,
પિયા બિન કૈસે કટું દિન રતિયાં.

અબિર ગુલાલ અગનસેં લાગત,
કેસુ કુસુમ ઔર કત જેસે કતિયાં.

બ્રિંદાબન દ્રુમ વેલિ મનોહર,
ફૈલેગી બાસ ફૂલ જેસી ભતિયાં.

સબ સખી ખેલેંગી અપને પિયાસો,
મોયે સુધ આવેંગી પિયૂરતિબતિયાં.

દયા કે પ્રીતમ બિન કૈસે જીવુંગી,
જબ હિ તેં બિકલ હોતં લાગી બતિયાં.

## પ્રણયવૈષમ્ય

કહો ઉદ્ધવ રૂડા છે નંદલાલ જી,
સેવા કરે છે કોઈ આણીને વ્હાલ જી?

કહો ક્યારે આવશે ગોકુળગામ જી,
માતપિતાને મળવા કામ જી?

રૂવે છે બિચારાં નિશદિન જી,
ઉદર ભરીને નથી ખાતાં અંન જી,

પુત્ર પુત્ર કરી નિત્ય પોકારે જી,
તેમની ઉપર દયા જો કાંઈ વિચારે જી.

ઢાળ

જો વિચારે કાંઈ દયા તો, વાહાલાનું દુખ સહુ ટળે;
અમારે એમાં કાંઈ પણ નહિ, જોઈ અદાપ અંતર બળે.

એક સખી કહે ઘેલી થઈ, ગયા સમજી, શીદ પાછા ફરે?
જેણે સગપણ સુવર્ણ છોડયું, તે પ્રીત પીતળને શું કરે?

અમારે કાજ અમો નથી કેહેતાં, રખે એમ સમજતા!
એને અમારે સંબંધ શો રે? એ અમારા કયારે હતા?

કાંઈ અણુસમજણમાં સ્નેહ કર્યો એણે, હવે બહુ પસ્તાય છે;
ગોપીનાથ કહી બોલાવે કોઈ, ત્યારે ઘણું લજવાય છે.

વ્રજસંબંધી વાંસળી આદિક વસ્તુ બીજી છે સહુ,
દયાના પ્રભુ પ્રાણવલ્લભ દેખી લાજે છે બહુ.

## સ્નેહની રીત

ઉદ્ધવજી સુણો સ્નેહની રીત જી,
પ્રાણ તજે તોયે ન છોડે પ્રીત જી.

સિંહ કરે કદી સપ્ત અપવાસ જી,
તજી નિજ ભક્ષણ ખાય ન ઘાસ જી,

હારીલ કાષ્ઠ ગ્રહી નવ મૂકે જી,
પ્રાણ તજે તોય ટેક ન ચૂકે જી.

ચાત્રુક કરે જળ સ્વાતિનું પાન જી,
કૂપ સરિતા સહુ ઝેર સમાન જી.

ઝેર સરખું સ્નેહ પાખે, સ્નેહ તે અમૃત ખરું,
જેવું જેશું અટક્યું મન તે પ્રાણ ગયે ન કરે પરું.

પ્રીતકેરી રીત ઉદ્ધવ, શીખવી નવ આવડે,
સદા તો સાચી નભે સમે જૂઠી તે દીઠી પડે.

દાદુર મીન એક ઠોરનાં, તેને વારિ વાહાલું લહે સહુ,
પણ સમો આવ્યે પરીક્ષા, પ્રીતમાં વેહેરો બહુ.

જળ વિના દાદુર પંકમાં પડી રાખે જેમ તેમ દેહને,
જુઓ, મચ્છ જળથી છૂટતાં તજે પ્રાણ, ધન્ય એ સ્નેહને!

જ્ઞાની પ્રેમી એમાં ઉદ્ધવ, જુઓ અંતર એટલે,
દયાના પ્રભુ પ્રાણવલ્લભ જાણે તેને એટલે.

## દાઝયા પર ડહામ

મારવાં ધાર્યાં હતાં જ્યારે મનમાંહે જી,
ત્યારે શીદ રાખ્યાં બળતાં વનમાંહે જી?

ધરીને ગોવરધન શીદને જીવાડયાં જી?
આ દુઃખથી ભલાં મરણ પમાડયાં જી.

કેટલીક વાતો ન પ્રગટ કેહેવાય જી,
ગાગરમાં નવ સાગર સમાય જી.

બળી તો રહ્યાં હુતાં વ્રેહેની આગે જી,
ખીજ્યાં ઘણાં જોગલવણને લાગે જી.

## ઢાળ

લાગે લવણ દાઝયા ઉપર તેમ સંદેશો કહાવિયો,
એવામાં એક મધૂપુરથી બ્રાહ્મણ ભમતો આવિયો.

તે કરે ગુણગુણ શબ્દ મધુરો, અડે અબળા-અંગને,
કારણ સમજી કામની કેહે મરમ વાયક બ્રહ્મને.

અલ્યા, મધુપુરમાં આવ્યો રહે, ઈતબાર તારો ન આણીએ,
તું કાળો છે તે હોશે કપટી, વીત્યું માટે જાણીએ.

તેં બગાડ્યાં બહુ કમળ ભમરા, પ્રીત કરી પીતળ ગયો,
કરી નીરસ નલિની સઘળે, ગરજ સરી કે ઊડિયો.

તારું ચંપે ચિત ચોટ્યું નહિ, પેલા ઍરુસામાં મન ઠર્યું,
દયાના પ્રભુ પ્રાણવલ્લભે તારી પેઠે સહુ કર્યું.

—'પ્રેમરસ ગીતા'માંથી

## વિરહવ્યથા

### ચૈત્ર

ચૈત્રે ચંદ્રકિરણ સહુને સુખકારી રે, રસિયાજી,
એકલડીને લાગે તેહ કટારી હો, રંગરસિયાજી.

સુખકારી હુતા તે સહુ દુખ દે છે રે, રસિયાજી,
જોઈ જોઈ સંભારી સુખ આંસુ વહે છે હો, રંગરસિયાજી.

કરે કોઈ શું ? કરમતણો એ દોષ રે, રસિયાજી,
વક્ર વદન નિજ, ત્યાં શો દર્પણદોષ હો, રંગરસિયાજી ?

આ દહાડા ક્યાં મૂક્યા હતા સંતાડી રે, રસિયાજી ?
જોબન અવસર આવો આપ્યો કહાડી હો, રંગરસિયાજી.

તમો કહેતા તે અમો માનતા સાચું રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ કીધું કાચું હો, રંગરસિયાજી.

## વૈશાખ

વૈશાખે વ્રજ સૂનું સઘળું દીસે રે, રસિયાજી,
જન ઝાઝા પણ કોને મન જઈ હીસે હો, રંગરસિયાજી.

સરવે સરોવર સૂકાં ચાતક લેખે રે, રસિયાજી,
ચંદ્ર વિના જેમ ચકોર ઊજડ દેખે હો, રંગરસિયાજી.

વીત્યું હોય તે એ સાચું પરમાણે રે, રસિયાજી,
પીડ પ્રસુતાની શું વંઝા જાણે હો, રંગરસિયાજી.

વિરહવેદના ઘણી કઠીણ બહુ દુખથી રે, રસિયાજી,
*વેઠે તે જાણે, ન કહેવાય એ મુખથી હો, રંગરસિયાજી.

સ્નેહતણો ઘા મલમથકી ન રૂઝાય રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો, રંગરસિયાજી.

## અષાડ

અષાડ માસે અતિ ઊંડું દુઃખ સાલે રે, રસિયાજી,
પંખીડાં પણ મળીને માળા ઘાલે હો, રંગરસિયાજી.

કોહોને કહિયે ? ને કહે અદેખાં ઠરીએ રે, રસિયાજી,
અંતરઆગે ઢાંકયાં ધીકી મરીએ હો, રંગરસિયાજી.

કીડો કાષ્ઠ જ્યમ ખોખું કરે ખાઈ ખાધું રે, રસિયાજી,
તેમ વિરહકીડે કાળજ કરડી ખાધું હો, રંગરસિયાજી.

ઉપરથી તન સારું સહુ કોઈ દેખે રે, રસિયાજી,
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હો, રંગરસિયાજી.

જે જાણે તે મૂરખ કહે એ વાત રે, રસિયાજી.
દાસ દયાના પ્રીતમ દુખ સહુ ભાત હો, રંગરસિયાજી.

---

*મૂળ પ્રતનો પાઠ

## ભાદરવો

ભાદરવો ભડ વરસે, ચપળા ચમકે રે, રસિયાજી,
એક સમે હું આવી, પાયલ ઝમકે હો, રંગરસિયાજી.

હું ભીની સુણી ઘન વરસ્યો આકાશે રે, રસિયાજી,
પીતાંબર હોરાડી લીધી પાસે હો, રંગરસિયાજી.

સઘળું સુખ કાંઈ પ્રગટ નથી કહેવાતું રે, રસિયાજી,
વિકળ પણ કાંઈ કહું છું, નથી રહેવાતું હો, રંગરસિયાજી.

પાલવ પાથરી કાલાવાલા કરીને રે, રસિયાજી,
પગે લાગી કહું છું ફરી ફરીને હો, રંગરસિયાજી.

ત્રેહદુઃખ નથી સેહેવાતું, હાવાં આવો રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ, શું તરસાવો હો રંગરસિયાજી ?

—'રસિયાજીના મહિના'માંથી

## વાંસલડીને ઉપાલંભ

ઓ વાંસલડી, વેરણ થઈ લાગી રે વ્રજની નારને.
શું શોર કરે? જાતલડી તારી તું મંન વિચારને.

તું તો જંગલ કાષ્ઠતણો કટકો,
રંગરસિયે કીધો રંગચટકો,
અલિ, તે પર આવડો શો લટકો ?
ઓ વાંસલડી, વેરણ થઈ૦

તુને કહાનવર તો કરમાં રાખે,
તું અધરતણો રસ નિત ચાખે,
તું તો અમને દુખડાં બહુ દાખે,
ઓ વાંસલડી, વેરણ થઈ૦

તું તો મોહનના મુખ પર મ્હાલે,
તુજ વિના નાથને નવ ચાલે,
તું તો શોક્ય થઈ અમને સાલે,
ઓ વાંસલડી, વેરણ થઈ૦

તુને હરિએ હાથ ગ્રહી લીધી,
તુને સૌમાં શિરોમણિ કીધી,
ક્ષણું મુખથી નવ મૂકે વ્હીલી,
ઓ વાંસલડી, વેરણ થઈ૦

હું તુજને આવી નવ જાણતી,
નહિ તો તુજ પર મેહેર ન આણતી,
તારાં ડાળ સાહીને મૂળ તાણતી,
ઓ વાંસલડી, વેરણ થઈ૦

દયાના પ્રીતમને પૂરણ પ્યારી,
તુને અળગી ન મૂકે ન્યારી,
તારો ભેદ ઘણો દીસે ભારી,
ઓ વાંસલડી, વેરણ થઈ૦

## વાંસલડીનો ઉત્તર

ઓ વ્રજનારી, શા માટે તું અમને આળ ચઢાવે ?
પૂન્ય પૂર્વતણાં, તેથી પાતળિયો અમને લાડ લડાવે.

મેં પૂરણ તપ સાધ્યાં વનમાં,
મેં ટાઢાતડકા વેઠ્યા તનમાં,
ત્યારે મોહને મેહેર આણી મનમાં,
ઓ વ્રજનારી૦

હું ચોમાસે ચાચર રહેતી,
ઘણી મેઘઝડીઓ શિર સેહેતી,
સુખદુખ કાંઈ દિલમાં નવ લેહેતી,
ઓ વ્રજનારી૦

મારે અંગે વાઢ વઢાવીઆ,
વળતી સંઘાડે ચઢાવીઆ,
તે ઉપર છેદ પડાવીઆ,
ઓ વ્રજનારી૦

ત્યારે હરિએ હાથ કરી લીધી,
સહુ કો'માં શિરોમણિ કીધી,
દેહ અરપી અધર અંગે દીધી,
ઓ વ્રજનારી૦

માટે દયાના પ્રીતમને છું પ્યારી,
નિત સુખથી વગાડે મોરારિ,
મારો ભેદ ઘણો દીસે ભારી,
ઓ વ્રજનારી૦

## હું તો જાણતી જે

સખી ! હું તો જાણતી જે સુખ હશે સ્નેહમાં.

હું શું જાણું જે પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઊઠશે આખી દેહમાં;
પીડા પામ્યે રે પરો થવો નવ ભાવે,
જાદુડો એવો જે કાંઈ એહમાં.
—સખી૦

રૂપ ને ગુણ બહુ તે તેમાં દેખે,
જેનું મન માન્યું જેહમાં;
સ્વાધીનને પરાધીન કરી નાખે,
નેહ વિના એ બળ કેહમાં?
—સખી૦

હું દુઃખી ઈહાં ને વાહાલો વિકળ તિહાં,
સુખી ના મળે કોઈ બેહમાં,
દયાના પ્રીતમ સદા સમીપ વસે તો,
ભીંજી રહું આનંદમેહમાં.
—સખી૦

## ઊભા રહો તો કહું—

'ઊભા રહો તો કહું વાતડી, બિહારીલાલ!
તમ માટે ગાળી છે મેં જાતડી, બિહારીલાલ!

જે દહાડે મળ્યા'તા વૃંદાવનમાં, બિહારીલાલ!
તે દહાડાની તાલાવેલી તનમાં, બિહારીલાલ!

વેદના વિરહની કયાં ભાખીએ, બિહારીલાલ?
ભીતરનો ભડકો તે કયાં દાખીએ, બિહારીલાલ?

ફટકારી સરખી હું ફરું વનમાં, બિહારીલાલ!
કળ ના પડે રજનીદનમાં, બિહારીલાલ!

ઘેલી ઠરી છું સૌ ગામમાં, બિહારીલાલ!
ચિત્ત ચોંટતું નથી ઘરકામમાં, બિહારીલાલ!

કેમ કહેવાય જેવું દુઃખ મનમાં, બિહારીલાલ!
તાલાવેલી લાગી મારા તનમાં, બિહારીલાલ!

ક્ષણે ક્ષણે ભણકારા પડે કાનમાં, બિહારીલાલ!
પ્રાણ પ્રોવાયો તમારા તાનમાં, બિહારીલાલ!

વિકળતાની વાત કહો ના બણે, બિહારીલાલ!
ઘરમાં જાઉં ને આવું આંગણે, બિહારીલાલ!

આતુરતા એવી તે ક્યાં લગી સહું, બિહારીલાલ!
છો ચતુરશિરોમણિ તો શું કહું, બિહારીલાલ?

પ્રીતડી કીધી તો હવે પાળિયે, બિહારીલાલ!
આતુર શરણ આવ્યાંને ન ટાળિયે, બિહારીલાલ!

તમારે હું સરખી હજારો હશે, બિહારીલાલ!
મારા તો પ્રાણ તમવિના જશે, બિહારીલાલ!

બોલ્યું પણ બીજાનું ગમે નહિ, બિહારીલાલ!
લાલચ લાગ્યાં નયણાં તો જઈએ ક્યહિં, બિહારીલાલ!

નખશિખલગી છો સુરૂપ, ગુણભર્યા, બિહારીલાલ!
આવડા રૂપાળા તે કોણે કર્યા, બિહારીલાલ!

હસો છો મધુર વાંકું જોઈને, બિહારીલાલ!
કટાક્ષકટારીએ નાંખ્યાં પ્રોઈને, બિહારીલાલ!

વાંસળી વધારે છે તેમાં ત્રેહે, બિહારીલાલ!
અબળાનો જોતાં વિવેક કેમ રેહે, બિહારીલાલ?

દર્દી હોય તે જાણે એ દર્દમાં, બિહારીલાલ!
અવર દુઃખ એની આગળ ગર્દમાં, બિહારીલાલ!

કહેનારાં કહેશે પણ છો તમે ધણી, બિહારીલાલ!
દયાના પ્રીતમ! હું દાસી તમતણી, બિહારીલાલ!

## લોચનમનનો ઝઘડો

લોચન-મનનો રે કે ઝઘડો લોચન-મનનો;
રસિયા જનનો રે કે ઝઘડો લોચન-મનનો.

પ્રીત પ્રથમ કોણે કરી નંદકુંવરની સાથ?
મન કહે, લોચન! તેં કરી; લોચન કહે, તુજ હાથ.
ઝઘડો લોચન-મનનો રે કે રસિયા તે જનનો.

"નટવર નિરખ્યા નેન, તેં, સુણ આવ્યું તુજ ભાગ્ય,
પછે બંધાવ્યું તેં મુજને, લગન લગાડી આગ્ય."
ઝઘડો લોચન-મનનો રે કે રસિયા તે જનનો.

"સુણ ચક્ષુ, હું પાંગળું, તું મારું વાહન;
નિગમઅગમ કહ્યું સાંભળ્યું, દીઠા વિના ગયું મન."
ઝઘડો લોચન-મનનો રે કે રસિયા તે જનનો.

"ભલું કરાવ્યું મેં તને સુંદર વર સંજોગ;
હુંને તજી તું નિત્યે મળે, હું રહું દુઃખ વિજોગ."
ઝઘડો લોચન-મનનો રે કે રસિયા તે જનનો.

"વનમાં વાલાજી કને, હું વસું છું, નેણ!
પણ તુજને વણમેળવે હું ના ભોગવું ચેન."
ઝઘડો લોચન-મનનો રે કે રસિયા તે જનનો.

"ચેન નથી મન! કેમ તુને? ભેટે શ્યામશરીર;
દુખ મારે જાણે જગત, રાતદિવસ વહે નીર."
ઝઘડો લોચન-મનનો રે કે રસિયા તે જનનો.

મન કહે, "ધીકું હું હૃદે, ધૂમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુને લાગે રે નેન! તેહ થકી તું રોય."
ઝઘડો લોચન–મનનો રે કે રસિયા તે જનનો.

એ બેહુ આવ્યા બુદ્ધિ કને, તેણે ચુકાવ્યો ન્યાય;
મન, લોચનનો પ્રાણ તું; લોચન, તું મન–કાય.
ઝઘડો લોચન–મનનો રે કે રસિયા તે જનનો.

સુખથી સુખ, દુખથી દુખ, મન લોચન, એ રીત;
દયાપ્રીતમ શ્રીકૃષ્ણશું બેઉવડેથી પ્રીત.
ઝઘડો લોચન–મનનો રે કે રસિયા તે જનનો.

## સાચું બોલો જી.

'સાંભળ રે તું સજની માહારી, રજની કયાં રમી આવી જી?
પરસેવો તને કયાં વળ્યો? તારી ભમ્મર કયાં ભિંજાણી?
સાચું બોલો જી.'

'વનમાં હું તો ભૂલી પડી ને અતિશે મૂંઝાણી જી,
પરસેવો મને ત્યાં વળ્યો, મારી ભમ્મર ત્યાં ભિંજાણી.
સાંભળ સજની જી.'

'કાલે મેં તારી વેણી ગૂંથીતી, છૂટી કેમ વિખરાણી જી?
એવડી ઉતાવળ શી પડી જે ઝૂલડી નવ બંધાણી?
સાચું બોલો જી.'

'કાળો ભમરો શિરપર બેઠો, ઉરાડતાં સેર છૂટી જી,
જેમ તેમ કરીને બાંધતાં, વચમાંથી નાડી તૂટી.
સાંભળ સજની જી.'

'આ ચોળી અતલસની પેહેરી, સૈયરે વખાણી જી,
ચોળીની કસ ક્યાં તૂટી? તું આવડું ક્યાં ચોળાણી?
સાચું બોલો જી.'

'હૈયું મારું દુખવા આવ્યું, વાએ કરીને કાંપ્યું જી;
પીડા ટળવા કારણે મેં કળે કરીને ચાંપ્યું;
સાંભળ સજની જી.'

'આવડાં પુષ્પ ક્યાંથી વાટે, તુજને કોણે આપ્યાં જી?
એવો રંગરસિયો કોણ મળિયો? પ્રેમે કરીને થાપ્યાં?
સાચું બોલો જી.'

'સુરજકળાએ હું જાતી હુતી, વાટે મળ્યા વનમાળી જી;
સમ ખાઈને મને તેણે આપિયાં, તેની પ્રતિજ્ઞા પાળી.
સાંભળ સજની જી.'

'અવળો ચણિયો કેમ પેહેર્યો છે? જેમ તેમ વીંટી સાડી જી;
સજક થઈને સુંદરી હવે વસ્ત્ર પેહેરોને વાળી.
સાચું બોલો જી.'

'સાથ ના સઈઅરે કીધો, ઉતાવળી વેગે ચાલી જી;
અવળો ચણિયો પેહેરી લીધો, હવે વસ્ત્ર પેહેરીશું વાળી.
સાંભળ સજની જી.'

'નીકળી હતી તું સઉથી પેહેલી, સાથ અમારો મેલી જી,
પછવાડે તું રહીને હવડાં, ક્યાંથી આવી છેલી?
સાચું બોલો જી.'

'નીકળી હતી હું સૌથી પેહેલી, સાથ સૈયરનો મેલી જી.
વાટે હું ભૂલી પડી ગઈ, ત્યાં જઈ બેઠી વ્હેલી.
સાંભળ સજની જી.'

'કસ્તુરી અંગે બહેંકે છે, આ વનમાં કોણે છાંટી જી?
સરવે શરીરે તારે વ્યાપી રહી છે, તે કેમ જાયે ઢાંકી?
સાચું બોલો જી.'

'મૃગશલ્યાએ મૃગલો બેઠો, તેને મેં જઈ ઝાલ્યો જી,
તેની વાસના મારા અંતરમાં પેઠી, તેનો સુગંધ ચાલ્યો.
સાંભળ સજની જી.'

'અધર દંત બેઠા દીસે છે, છાતીએ નખ વાગ્યા જી,
તારુણી તારા તનમાં પેઠી, કામબાણ ક્યાં વાગ્યાં?
સાચું બોલો જી.'

'મધુરાં વાચક પોપટ બોલ્યો, તેને મેં જઈ ઝાલ્યો જી,
ચંચળ ચાંચ ભરીને ત્યાંથી તતક્ષણ ઊડી ચાલ્યો.
સાંભળ સજની જી.'

'શ્યામસુંદર તને મળ્યા દીસે છે, તે અંગે તું પરસાઈ જી,
જે જે પૂછું તેના ઉત્તર આપે, એ બધી તુજ ચતુરાઈ.
સાચું બોલો જી.'

'જે વાટે હરિ મળ્યા હોએ, તે વાટે નવ જાવું જી,
આજ વાટે હરિ મળ્યા હોય તો કહો તેવા સમ ખાઉં જી.
સાંભળ સજની જી.

મારે એવી પ્રતિજ્ઞા જે પરપુરુષ ભાઈબાપ જી,
દાસ દયાના સ્વામીને ભજતાં, ટળે તાપ ને પાપ.
સાંભળ સજની જી.'

# રંગવ્યત્યય

"મુજને અડશો મા, આઘા રહો અલબેલા છેલા! અડશો મા!
અંક ભર્યાના સમ ખાઓ તો અધરતણો રસ પાઉં,
કહાનકુંવર, કાળા છો, અડતાં હું કાળી થઈ જાઉં."
"તું મુજ અડતાં શામ થાશ તો હું કેમ નહિ થાઉં ગોરો?
ફરી મળતાં રંગ અદલાબદલી, મુજ ગોરો, તુજ તોરો!"
"કાળી થયાનું કામ નથી, પણ લગન લોકમાં ઠરશે,
લઘુ વયમાં લાંછન લાગ્યાથી, બીજો વર કેમ વરશે?"
"માટે બીજા વરનું કામ શું છે? હું વર, તું વહુ ધન્ય;
જેહેનું લાંછન તેહેને વરિયે, તેહેમાં ન મળે અન્ય."
સુણી એમ હરિવદની હસી ભેટચાં, પ્રતિઉત્તર ના દીધો,
હોળીની હાંસી મિષે, દયાપ્રીતમ, બેએ આનંદરસ લીધો.

# તમે સમજો નહિ—

શામળિયા, તમે સમજો નહિ ને કરતા હિંડો આળ જી,
લોક શું જાણે? ટેવ પડી છે, મૂકે માથે ગાળ.
પેર ન જાણો જી.

સાસુ અમારી સાંભળતાં મુને શીદ કરો છો સાદ જી?
આપણુ બેને બોલતાં દેખી, મારો પરણ્યો કરે વખવાદ.
પેર ન જાણો જી.

મારા આંગણુલામાં સામા આવી કાલે શાને કીધી સાન જી?
મારી નણદી મરમનાં વચન બોલી, 'ભાભી, જાઓ તેડે છે કાન.'
પેર ન જાણો જી.

આતુર જન તો દીઠા અતિ, પણ તમથી આડો આંક જી;
કેહેવા સરખું આપણ કરીએ ત્યારે હરિજનનો શો વાંક?
પેર ન જાણો જી.

ગોળ પોતાનો ખૂણે ખાઈએ, કરીએ દીઠો અદીઠો જી;
પ્રગટ બેસી બજારે ખાતાં શું લાગે છે અતિ મીઠો?
પેર ન જાણો જી.

જે દહાડાની પ્રીત બંધાણી તે દહાડાની ચરણે વળગી જી;
દાસ દયાના પ્રભુ મનમાં સમજો, હું નથી તમ થકી અળગી.
પેર ન જાણો જી.

## પ્રેમચરિત્ર

'મારગડો મૂકો રે મોહનલાલજી,
આઘા રહો અલબેલા, ન કરો આળ જો;
વારું છું, સખણા રેહેજો શામળા,
નહિતર મારા મુખની ખાશો ગાળ જો.'

હરિ બોલ્યા, 'અબળા થા મા આકળી,
ચાખંતાંમાં ચમકી શું થાયે લાલ જો,
બોલ ખરું તું, ગોરસનું શું થાય છે?
મૂલ આપીને લઈશું તારો માલ જો.'

'છાના રહો, શાણપણું સમજું સહુ,
કાળજડામાં કપટ, વચન તો ઠીક જો,
કોહોને, શાને મુખ લોહ્યું મુજ છેડલે?
જુઓ, લાગી રંગતંબોળની પીક જો.'

'સુણ શ્યામા, સેહેજે રંગ લાગ્યો હશે,
કપટ અમારું એમાં શું દેખાડય જો;
આ લે તું આ બીડી પ્યારી પાનની,
સાટે મારે મુખડે રંગ લગાડય જો.'

એમ સુણીને રાધા બોલ્યાં રીસમાં,
ભ્રકુટીમાં રૂચી હાસ્ય મધુરી ભાસે જો,
'આઘા રહો, અડશો મા ઉરની માળને,
મૂકો મટુકી, મહિ મારું ઢોળાશે જો.'

કહાન કહે છે, 'દધિ મોંઘું તે કેટલું?
મુખડે માગીશ એટલું આપું ધંન જો,
કે મુજને લે બાધો મહિ–ના મૂલમાં,
પણ ગોરસ પર લલચાયું મુજ મંન જો.'

એમ સુણીને લટકે બોલ્યાં લાડણી,
વ્હાલાજી વેચાવું છે નહિ સેહેલ જો,
મહિ પીતામાં મોહન થાશો માહરા,
કરીશ ગમે તે, રાખીશ મારે મહેલ જો.

સમ સાચા ખાતાં સાક્ષી કોણ હશે?
ગોરસ સાટે ગિરધારી થયા મારા જો.'
હરિ બોલ્યા, 'સાક્ષી વ્રજમંડળ સહુ,
ગોધનના સમ, હું છું તારો દાસ જો.'

સુણી એવી વાણી રીઝયાં રાધિકા,
મનગમતું ગોરસ ગોવિંદને પાયું જો,
બલિહારી દયો એ જુગલ સ્વરૂપની,
પરમ પવિત્ર ચરિત્ર પ્રેમનું ગાયું જો.

## હું નહિ બોલું—

હાવાં સખી! હું નહિ બોલું રે, કદાપિ નંદકુંવરની સંગે,
મને શશીવદની કહી છે રે, ત્યારની દાઝ લાગી છે અંગે.

ચંદ્રબિંબમાં લાંછન છે વળી રાહુ ગળે ખટ માસે રે,
પક્ષે વધે ને પક્ષે ઘટે, કળા નિત્ય ના પૂરણ પ્રકાશે.
હાવાં સખી૦

ચંદ્રવદની કહી તો ઠર્યાં હું ને ચંદ્ર એક રાશે રે,
ત્યારે મુજ મુખ પાખે શું અટક્યું છે? જોશે ચંદ્ર આકાશે.
હાવાં સખી૦

નહિ તો શિવને સમીપ રાખશે તો ભાલે ચંદ્ર દેખાશે રે,
પ્રસંન થઈ પાસે રહેશે, નહિ ના કહેવાયે નિજ દાસે.
હાવાં સખી૦

આવડો શ્રમ પણ શીદ કરે? જુઓ, ચંદ્ર પોતાની પાસે રે,
વામ ચરણમાં ઇંદુ અચળ છે, શીદ રહે અન્યની આશે?
હાવાં સખી૦

દયાના પ્રીતમને કહે, સખી,'જુઓ શશી, મુખ સરખું સુખ થાશે રે,'
કોટિ પ્રકારે હું નહિ આવું, એવા પુરુષની અડાશે.
હાવાં સખી૦

## શ્યામ રંગ સમીપે ન જાવું

શ્યામ રંગ સમીપે ન જાવું,
મારે આજ પછી શ્યામ રંગ સમીપે ન જાવું.

જેમાં કાળાશ તે સહુ કોઈ સરખા,
સર્વમાં કપટ હશે આવું; મારે૦

કાળી કસ્તૂરીની બિંદગી કરું નહીં,
કાજળ ન આંખમાં સોહાવું; મારે૦

નીલાં અંબર કાળી કંચુકી ન પેહેરું,
જમુનાનાં નીરમાં ન નાહાવું; મારે૦

કોકિલાશબ્દ શ્રવણ કરું નહીં,
કાગવાણી શુકનમાં ન લાવું; મારે૦

મરકત મણિ ને મેઘ નજરે ન ભાળું,
જાંબુ વંત્યાક ન ખાવું; મારે૦

દયાના પ્રીતમજી એવું મારે મુણે,
કેહેણ નહિ કેહેવું ને ન કહાવું. મારે૦

# માને તમારું તે ઘેલડી

માને તમારું તે ઘેલડી,
છબીલા! કહું માને તમારું તે ઘેલડી!

શાને કાજે મને કહાવ્યું દૂતી સાથે,
શોધવી હતી જ્યારે છેલડી?

હું શું જાણું જે મોઢે મીઠા, હૈયે જૂઠા?
જાણે જે હોય મનમેલડી.

અરે પ્રભાતે મારે દ્વાર શીદ ઊભા?
આઘા રહો, દેખશે સાહેલડી.

વણજ વિના શીદ જોખમ જોઈએ?
જાઓ જ્યાં કીધી રંગરેલડી.

અધઘડીનો પણ અંતર પડશે,
વળગાડી લાવશો ન એલડી.

સિંચવી નો'તી ત્યારે રોપી શીદ, રસિયા!
પ્રથમ થકી વ્હાલવેલડી?

આજ પછી કાંઈ કહેવું નથી મારે,
સુખે કરો કલોલકેલડી:

દયાના પ્રીતમ! ઘણા કહાવો ચતુર પણ,
પણ પરખો ન એરડી કે શેરડી!

## પ્રીતનાં મેણાં

ઓરા આવોની, ઊંચું ભાળોની રંગીલા! રસ માતા!
છળતા છળતા શાને પિયુજી! જાઓ લજવાતા રે?'

મીતા શીદ બોલો? કાંઈ કહેવું નથી મારે;
હું તો ઘણી રાજી—જેમાં સુખ છે તમારે!

પરદુઃખે જાગ્યા છો પિયુજી! પરઉપકારી!
શો હું પાડ માનું જે સંતોષી શોકચ મારી?'

શોકચલડી મારી જાણી તમે ઘણા રીઝો,
એ થકી આનંદ મારે હોવાં કિયો બીજો?

જોઈને આ સુખ ઉર હરખ ન સમાયે,
પણ ભાગ્ય ઓછું! માટે જોવા નહિ જિવાયે!

—સુણી એવી વાણી વ્હાલે હૃદે ભીડી ધાઈ,
દયાના પ્રીતમને ઉર પ્રીત ઉભરાઈ.

## વ્રજ પધારો રે એકવાર!

વ્હાલાજીને કહેજો મધુવ્રત!
મારા સમ છે, વ્રજ પધારો રે એકવાર,
સુખડું નીરખીએ હો લાલ!

વ્હાલાજીને ગમશે નહિ એકલડાં,
કહેજો લાવે કુબજા નાર
નીરખીને હરખીએ હો લાલ! સુખડું૦

વ્હાલાજીને કહેજો રખે ડર રાખે,
ગોકુળ ગમાર ગોપની સૃષ્ટ,
રાણીજીને ઓઝલ પડદે અહિં
રાખીશ જેમ નહિ લાગે દૃષ્ટ. સુખડું૦

વ્હાલા ! તમો ગુણનિધિ, સુરૂપસાગર,
મોહ્યા જોઈ કુબજા ગુણ અંગ;
વ્હાલાજી રે ! તેની ઝાંખી અમને કરાવો,
થાયે જન્મ સફળ સંગ. સુખડું૦

વ્હાલાજી રે ! માનીતીની મરજી જોઈ,
અમો કરશું આપની ટહેલ;
વ્હાલા ! મન ઊઠે તો મધુપુર જાજો રે,
રહેશો તો ન્યારા કરાવશું મહેલ. સુખડું૦

વ્હાલાજી રે ! ઘર દહાડેથી જાણ્યું નહિ,
તે થયો અતિશે અનર્થ;
વ્હાલાજી રે ! હાવાં ખરખરો ત્યાં શો ?
વીત્યા વ્રજવસ્યા દિન વ્યર્થ. સુખડું૦

મધુકર ! કુબજાને પણ કહેજો,
પિયુને ઘણાં લડાવે લાડ;
અલી ! એ રતનનું જેટલું જતન
કરીશ તે અમે માનીશું પાડ. સુખડું૦

મધુકર ! દયા પ્રીતમને કહેજો,
એ સુખ સુણી હરખ ન માય;
પણ અમે અલ્પભાગ્ય આહીરડી,
ઘણું સુખ જોવા નહિ અવાય. સુખડું૦

## માતાની ફરિયાદ

રાંક મારી રાધાને દગો એણે દીધો રે!

ફાંદામાં નાખીને એણે ફાંસી રે દીધી,
પારધિની પેરે ધીરવીને જીવ લીધો રે!

મંદ હસીને વ્હાલે વંક વિલોકી,
પ્રાણ પ્યારીજીનો પોતાને વશ કીધો રે!

દુખે દાધાં કહીએ: એનું પણ રાધાલોચન–
બાણ ભવોભવ કાળજડું વીંધ્યો રે!

દયાના પ્રીતમ! એવા તો એવા રહેજો રે!
કપટ કરીને એણે પ્રેમરસ પીધો રે!

## આપ જાતે જ મનાવો

લલિતા કહે, સુણો સ્વામી રે,
હઠીલી હઠ ના તજે હું હારી;
કહ્યું એ તો કોઈનું ન માને રે,
આપ મનાવો પોતાની પ્યારી. લલિતા કહે૦

સામ દામ વિધિ ભેદ વાલા, મેં વિવિધ પ્રકારના કીધા રે,
એક વિધિ મારી નવ ચાલી, ત્યારે પગ પાછા મેં દીધા.
લલિતા કહે૦

હું પાય પડી તૃણ દંત ધરીને, 'હરિ હાર્યા' કહ્યું મેં જ્યારે રે,
વાંકું વદન કરી વામાએ વચન કહ્યું એક ત્યારે રે.
લલિતા કહે૦

'ચંદ્રમુખી મુને શીદ કહી? કેમ ચંદ્રસમોવડ જાણી રે?
જાણી તો શીદ રુઠો છો? ચંદ્રથી લ્યો સુખ માણી?'
લલિતા કહે૦

કહેતામાં કારણ મેં જાણ્યું, મનનો મર્મ જ એહ રે,
ચતુરશિરોમણિ! એની ઉપર કરિયે ઘટે કાંઈ જેહ.
લલિતા કહે૦

કહ્યું કોઈનું એ નહિ માને, હાવાં કોટિ કરું પ્રકારે રે,
દયાના પ્રીતમ, મુને એમ સુઝે છે, થાશે કારજ આપ પધારે.
લલિતા કહે૦

## મનામણાં

પ્યારીને મનાવવાને કારણે રે, મોહને મનમાં મત્ય વિચારી;
પ્રભુજી પોતે પધાર્યા રે, સુંદર રૂપ સુંદરીનું ધારી.
પ્યારીને૦

નવસસ વરસમાં નૌતમ જોબન, સ્વરૂપતણો ભંડાર રે;
અંગઅંગ પ્રતિ અમ્રિતમાધુરી, શું વરણું શણુગાર!
પ્યારીને૦

પીળી પટોળી પેહેરી પ્રેમદા, માંહ્ય કંચુકી કાળી રે;
મુનિજનને મન મોહ ઉપજાવે, આંજી આંખ અણિયાળી.
પ્યારીને૦

નખશિખશોભા ક્યાં લગી વરણું? આભ્રણનો નહિ અંત રે;
અનુપમને ઉપમા શી આપું? પાર ના પામે અનંત.
પ્યારીને૦

એવે અદ્‌ભુત વેશે રામા, રાધા સમીપે આવ્યાં રે;
ચકિત થઈ વ્રખુભાનનંદિની, ભાવસહિત બોલાવ્યાં.
પ્યારીને૦

"ક્યાં રહો છો, સખી? ક્યાં જાઓ છો? શું છે તમારું નામ રે?
ભૂલ્યાં સરીખાં શું શોધો છો? કોહો, કોનું છે કામ?"
પ્યારીને૦

"શ્યામળી સખી છે નામ અમારું, વસીએ અમો નંદગામ રે;
જોવાને અરથે જાશું અમો નટવર સુંદિર શ્યામ."
પ્યારીને૦

કામની કહે કાંઈ કપટે હું ખાળું, નહિ તો એ નિશ્ચે જાશે રે;
મુજ કરતાં રૂપે છે રૂડી, દેખતાં લાલ લોભાશે.
પ્યારીને૦

શ્યામા કહે, "સખી, એ કારજ તમો ભૂલ્યે કદાપિ ન કરશો રે;
મળતાં મોહન ભુરકી નાખશે, તે પૂંઠે પૂંઠે ફરશો."
પ્યારીને૦

"આપણ સાચો સ્નેહ કીજીએ, લીજીએ પરસ્પર કોલ રે;
તમો કહો તે અમો કરું, તમો પાળો અમારો બોલ."
પ્યારીને૦

ફરી બોલ્યાના સમ ખાધા ને વચન પરસ્પર લીધું રે;
પોતપોતાના મનમાં ફૂલે જે, ચતુરપણું મેં કીધું.
પ્યારીને૦

રાધા કહે, "સખી, હું માગું, તમો શ્યામ સમીપે ન જાશો રે;"
સખી કહે, "હું પણ માગું, તમો તે ઉપર મા રીસાશો."
પ્યારીને૦

ફરી બોલ્યાના સમ ખાધા ને પાળ્યાં વચન થઈ રાજી રે;
વળતી વ્હાલે નિજ રૂપ પ્રકાશ્યું, જોતાં જુવતી લાજી.
પ્યારીને૦

પ્રભુએ પ્રેમદા પ્રસંન કરીને પ્રેમે આલિંગન દીધું રે;
વિયોગતાપ ટાળવા અધરામૃત બંન્યે પરસ્પર પીધું.
પ્યારીને૦

છૂટયું માન, એકરસ થઈ પોઢયાં, આનંદ ઉર ન સમાય રે;
એ દંપતીની દાસી થવાને, દાસ દયો ગુણ ગાય.
પ્યારીને૦

## તું જ પ્યારી

રાધે! તું જ પ્યારી, બીજું અવર ન કોઈ,
જેને જગ મોહ્યું તે તો તુંને રહ્યો મોહી.

ગોકુલની ગોરી સૌ એની પૂંઠે ભમે છે,
તે રે વ્હાલાને તારી ગાળો ગમે છે. રાધે૦

વ્રજવામા સૌને એ નાક ઘસાવે;
તે રે વ્હાલો તારે ઘેર વણતેડ્યો આવે. રાધે૦

હું પણ જાણું એતું મળવું ક્યાંથી?
ક્ષણું એક અળગો ન થાય તારે ત્યાંથી. રાધે૦

તેં વશ કીધો રાધે! દયાનો પ્રભુજી;
હું નવ જાણું તેં તો કઈ ગોર પૂજી? રાધે૦

## બનમેં ગુજરિયાં લૂંટી

હાં રે! બનમેં ગુજરિયાં લૂંટી રે,
અહિરિયાં લૂંટી, અહિરિયાં લૂંટી,
હાં રે! લૂંટી – લૂંટી નંદલાલ. બનમેં૦

હાં રે કંચનકે કલસ દોઉ લૂંટે, હાં રે લૂંટી અધરકી લાલ. બનમેં૦

હાં રે ચિત્ત ચોર્યો, સુધબુધ લીની, કર ડારી હો બેહાલ. બનમેં૦

હાં રે! જાકો જાય સો સબ કોઉ રોવે, યાસો ભઈ હય ખુશાલ. બનમેં૦

હાં રે! દયાપ્રીતમ રસ પ્રેમકે લૂંટા રે! કીની નેનનમેં ન્યાલ. બનમેં૦

## જે કોઈ પ્રેમઅંશ અવતરે

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.

સિંહણકેરું દૂધ હોય તે સિંહણસુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે.

સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ખારા સિંધુનું માછલડું જેમ મીઠા જળમાં મરે.

સોમવેલી–રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચરે.

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મચ્છભોગી બગલો મુક્તાફળ દેખી ચંચુ ના ભરે.

એમ કોટિ સાધને પ્રેમ વિના પુરુષોત્તમ પૂંઠ ના ફરે;
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર પ્રેમભક્તિએ વરે.

# ચિત્ત! તું શીદને ચિંતા ધરે?

ચિત્ત! તું શીદને ચિંતા ધરે? કૃષ્ણને કરવું હોય તે કરે.

સ્થાવર–જંગમ–જડ–ચેતનમાં માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મમરણભય હરે.

નવ માસ પ્રાણી શ્રીકૃષ્ણચંદ્રનું ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લક્ષચોરાશી ફરે.

તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે?
ધણીનો ધાર્યો મનસૂબો હરબ્રહ્માથી નવ ફરે.

દોરી સરવની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે.

થનાર વસ્તુ થયાં કરે જ્યમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણીપેરે જાશે, જેમ અજગર કોઠું ગરે.

જેવું જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિ કોઈથી, શીદ કુટાઈ તું મરે?

તારું ધાર્યું થાતું હોય તો સુખ સંઘરે, દુઃખ હરે;
આપ આપણું અજ્ઞાનપણું એ, મૂળ વિચારે ખરે.

થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઉચરે;
રાખ ભરુસો રાધાવરનો, દયા શીદને ડરે?

## પ્રગટ મળ્યે સુખ થાય

પ્રગટ મળ્યે સુખ થાય, શ્રી ગિરધર,
પ્રગટ મળ્યે સુખ થાય.
અંતર્યામી અખિલમાં છે તેથી
કહો, કોનું દુખ જાય?

તેલ વિના સ્ફુટ તિલ પૂરેથી
દીપક ક્યમ પ્રગટાય?
પ્રગટ પાવક વિના કાષ્ઠને ભેટે,
શી પેરે શીત સમાય?

પૃથ્વી ચાટચે તૃષા ટળે નહીં,
અંતર જળ, શ્રુતિ ગાય;
દીવાસળી પાષાણ સ્પર્શથી
કો કહે જ્વાળા જણાય?

સુરભિપેટમાં પય, તેમાં ઘૃત,
તેથી પુષ્ટિ ન પામે ગાય,
દોહી મથી માખણ તાવ્યે,
સર્પિ ભક્ષણે સુખદાય.

વ્યાપકથી વાતો નવ થાયે,
તે વિના જીવ અકળાય,
રસિયા જન-મનરંજન નટવર,
દયાપ્રીતમ વ્રજરાય.

# સૂક્તિસુધા

હરિભાવ વિના, કેવળ કૃતિ કર્યેથી કાર્ય ના થાયે;
જયમ અગ્નિ વિના, ભસ્મમાં ઘૃત હોમે તે એળે જાયે.

*

પ્રીત વહાં પરદા કહાં? પરદા વહાં કહાં પ્રીત?
પ્રીત વહાં પરદા ભયા, સો પ્રીત નહીં, વિપરીત.

*

મૂળથી મોટી સંગત કરીએ, નીચસંગ પરહરીએ જી,
સંગતને વશ મંન રહે છે, જેથી તરીએ, મરીએ.

*

ઉકરડે જો રત્ન હોય તો દુર્ગંધી પણ સહેવી જી;
વિજ્ઞાની બાળકની શિક્ષા શિર પર ધરવા જેવી.

*

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ,
તે કરે ચહાય તે કામ, આપણ તો મરીએ.

*

તમારા હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળ્યે.

*

આપવખાણ, અવરની નિંદા, પરપત્નીશું હાસ્ય જી,
અતિ ભાષણ, કટુ જીભ ચલાવ્યે મોટમપણનો નાશ.

*

લાખ ગુમાવી સાખ રાખજો, સાખે મળશે લાખ જી;
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ.

જેથી પ્રીત વધ્યાની ઇચ્છા તે ઘર ત્રણથી કરીએ જી;
વિવાદ, ધનવહેવાર, પરોક્ષે વામા વાત ન કરીએ.

*

પાણિ, વાણી ને દૃષ્ટિ દૃઢ
રાખી સઘળે જઈએ જી;
મોટમ આવે, માન પામીએ,
કદી દુખિયાં નવ થઈએ.

*

જાર, જુગારી, તસ્કર, વ્યસની
વિશ્વાસે નવ રહેવું જી;
વહેવારે વેપારે લજ્જા
ના ધરવી, સ્ફુટ કહેવું.

*

પૂર્વ વૈર ત્યાં સ્નેહ ન કરીએ, પૂર્વ મિત્રશું વે
મિત્ર કો દિન ગુહ્ય પ્રકાશે, શત્રુનાં છૂટે ે

*

લોભી જન ધનવડે સાધીએ; ગરવા જોડી
મૂરખનું મનગમતું કરીએ; પંડિત સ

*

તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તું
તારા સંગનો રંગ ન લાગે, ત્યાંહાં ્ય,

* ાય,

શું જાણે વ્યાકરણી? વસ્તુને શું ટવર,
આ પર્યંત ભર્ય ધતે તદપિ સ્વા ગ ચ